# પવિત્ર લક્ષ્મિ

## નાટકનાં ગાયનો.

સુંદર વિલાસ નાટક કંપનીને માટે

રચનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર.

રણછોડદાશ ભાઇચંદ આમલીવાળા.

આવૃત્તી બીજી પ્રત ૩૦૦૦

સુરત.

'દેશી મિત્ર' પ્રેસમાં કાશીદાસ ભગવાનદાસે છાપ્યાં.

સંવત ૧૯૫૯ સને ૧૯૦૩



કિંમત બે આના.

# ખેલનો ટુંક સાર

## અંક ૧ લાનો સાર



સાંન્તાપુરીના રાજા—જસવતસિંહના પુત્ર પવિત્રસિંહ પોતાનો દરબાર ભરીને બેઠાછે અને પોતાના પ્રધાન દીર્ઘદ્રષ્ટીને પ્રજાને સુખ દુઃખ કેવું છે, તથા તેમની વર્તણુંક કેવી છે. તે વિષે પ્રશ્ન પુછે છે. પ્રધાન દિર્ઘદ્રષ્ટી તથા કેટલાક દરબારના માણુસોનું કહેવું એમ થાય છે કે દુર્મતસિંહ પ્રજાને બહુ પિડે છે ને તેમના ઉપર અયોગ્ય વરતણુંક ચલાવે છે. એ દુર્મતસિંહ પવિત્રસિંહના કાકા બાહાદુરસિંહનો પુત્ર થાય છે. એ પવિત્રસિંહના ઉપર દ્વૈસબુદ્ધી ચલાવે છે. કેમ કે પવિત્રસિંહ બાલ્યાવસ્થાથી રાજ્યાસન ભોગવે છે અને દુર્મતને તેના હુકમના તાબેદાર થઇને રહેવું પડે છે. તે દુર્મતથી દેખી ન ખમાવાથી પવિત્રસિંહને ઠાર મારી પોતે તખ્તપતિ થવા ધારે છે, તે માટે પોતાનો વિશ્વાસ બેસાડવાને હૃદયમાં કપટ રાખી મોંઢે મીઠું મીઠું બોલી પવિત્રસિંહની ગુલામગીરી ઉઠાવે છે. દુર્મત જ્યારે દરબારમાં આવે છે ત્યારે પવિત્રસિંહ તેની અયોગ્ય વર્તણુંક વિષે ભારી ઠપકો આપે છે. અને તેજ વખતે કેટલાંક પુરજનો દુર્મતસિંહના જુલમ વિષે ફરીયાદો લઇને આવે છે. છેવટ પવિત્રસિંહના હુકમથી દુર્મત સર્વેને નડતો હતો તે બંધ થાય છે; બાદ દુર્મતને ભર કચેરીમાં અપમાન થવાથી બહુ માઠું લાગ્યું. જેથી પવિત્રસિંહ તથા પવિત્રસિંહનો મિત્ર રમણ જે પોતાના દીર્ઘદ્રષ્ટી પ્રધાનનો પુત્ર થાય છે, એ બંનોને ઠાર મારવાનો ઇલાજ યોજે છે. પછી પવિત્રસિંહ શિકાર કરવા જાય છે. શિકાર કરતાં શ્રમ પહોંચવાથી જંગલમાં આરામ લે છે. અને નિદ્રાવસ થઇ જાય છે તે દરમ્યાન એક ભીક્ષુક ભોળાભટ નામનો બ્રાહ્મણ પોતાની સ્ત્રી તથા એક પુત્રને લઇને ઉજ્જનથી નીકળેલો ત્યાં મળે છે. તે બ્રાહ્મણની સ્ત્રી નિંદ્રાવસ થએલ પવિત્રસિંહની ડોકમાં રત્નનો હાર પહેરેલો જોઇને લલચાય છે. જેથી પવિત્રસિંહનું ખૂન કરવા જાય છે. તે ભોળાભટના ધબરાટથી બચે છે જેથી ભોળાભટપર ખુસ થઇ પોતાનાં ચારે રત્ન તેને દાન કરે છે. પછી વાતચીત કરતાં ઉજ્જન નગરીના રાજા વિક્રમની લક્ષ્મિ નામની પુત્રી ઘણીજ રૂપાળી ને શીયળવંતી છે. એવી વાત બ્રાહ્મણને મોંઢેથી સાંભળી અને તે

બ્રાહ્મણ લક્ષ્મિની છબી પવિત્રસિંહને આપે છે. તેપરથી પવિત્રસિંહ લક્ષ્મિ ઉપર મોહીત થાય છે. અને તેને મેળવવા માટે ઉજ્જન નગરી તરફ જવાનો વિચાર કરે છે. તે દરમ્યાન પ્રધાન પુત્ર રમણ તેને મળે છે, તે પણ સાથે જવા તૈયાર થાય છે. એ વાત છુપી રીતે દુર્મતિ સાંભળે છે. અને તે પણ એમની સાથે મળી જઇ ઉજ્જન તરફ જતાં માર્ગમાં બનોને ઠાર કરવાના વિચારથી સાથે આવે છે બાદ ઉજ્જન પહોંચતા મજકુર નગરીની પાસે વિક્રમના તાબાનું લીમછાયા નામનું ગામ આવે છે. ત્યાં એક દ્રવ્યવાન અને શિયળવંતી ચંપા નામની ગુણીકા રહે છે. તે મહાકાળેશ્વરનું પુજન કરવા જાય છે બાદ દેવાલય આગળ દરશન કરવા આવેલા પવિત્રસિંહ ઉપર આશક પડે છે. અને મધુર વચનથી પ્યાર બતાવી પવિત્રસિંહને પોતાને ઘેર તેડી જાય છે ત્યાં મુકામ ગોતવા ગએલા દુર્મતિ તથા રમણ તેને મળે છે. એ સર્વે ચંપાને ઘેર મુકામ કરી રહે છે બાદ ચંપાને વેચાતા આપેલાં પોતાના રત્નના રૂપીયા લેવા ભોળોભટ આવે છે. તેને કુટ્ટની કપટકળાની મસલતથી ચંપા વાંકો જવાબ દે છે, ને ધકકો મારી ભઇથા પાસે કાઢી મુકાવે છે. જેથી ભોળોભટ દીવાનો બની જાય છે બાદ ઉજ્જન નગરીના રાજા વિક્રમની પુત્રી લક્ષ્મિ સારદા પુંજન કરીને આવે છે રસ્તામાં શુરૂ લંપટ નામનો સાધુ એના ઉપર મોહ પામે છે. બાદ તેને ભોળોભટ મળે છે. લક્ષ્મિ કળાથી સર્વે બીના પુછી લેછે. તે પોતાના હ્રદયમાં દયા ખાઇ તેને સાથે લઇ ચંપા પાસે રત્ન અપાવવા જાય છે બાદ ચંપાના મહેલમાં પવિત્રસિંહ–રમણ તથા દુર્મતિ નિદ્રામાં સુતા છે. દરમ્યાન દુર્મતિ જાગી ઉઠે છે. તે તકનો લાભ લઇ પવિત્રસિંહને ઠાર મારવા જાય છે. તે વખત રમણ જાગી ઉઠે છે. અને પવિત્રસિંહને દુર્મતિ ખંજર મારે છે તેને અટકાવે છે. દુર્મતિ યુક્તિથી પોતાનું તોહોમત રમણને માથે સાબીત કરે છે. જેથી ભોળા હ્રદયનો પવિત્રસિંહ રમણને પોતા પાંસેથી દુર કરે છે. છતાં રમણ પોતાની નીમકહલાલી બતાવવાને યોગી થઇ જાય છે. દુર્મતિ પવિત્રસિંહને મારશે એવા વિચારથી પોતાના મિત્રનો બચાવ કરવા તેમની પાછળ છુપી રીતે યોગીના લેબાસમાં ફરે છે. બાદ ચંપા પવિત્રસિંહ સાથે પાણી ગ્રહણ કરવાનો વિચાર દર્શાવે છે. પવિત્રસિંહ તે વાત કબુલ નહિ કરતાં ચંપાનો તીરસ્કાર કરી ત્યાંથી ઉજ્જન તરફ નીકળી જાય છે. બાદ લક્ષ્મિ ચંપાને ત્યાં આવે છે. ને યુક્તિથી ભોળાભટનાં રત્નો આપવી દે છે. બાદ લક્ષ્મિ પોતાના પીતા વિક્રમને ચંપાની લુચ્ચાઇ વિષે જાહેર કરે છે. જેથી વિક્રમ ચંપાને દેશનિકાલ કરે છે.

# અંક ૨ જાનો સાર

મુસાફરી કરવા નીકળેલા વીજલપુરના પાદશાહ અનવરખાંન પોતાને સ્વદેશ જતાં જંગલમાં મુકામ કરે છે. ત્યાં એક રિંછ આવી બાદશાહને ઘાયલ કરે છે. સાથેના તમામ માણસો ભાગી જાય છે. એ વેળા ઉજ્જન તરફ જનાર પવિત્રસિંહ ગોળી બહારથી રીંછને મારે છે જેથી ઘાએલ થએલાં બાદશાહનો જાન બચે છે. ને પવિત્રસિંહ ઉપર ખુશ થઇ પોતાની વફાદારી બતાવી દર વરષે એક માસ પોતાને ત્યાં રહેવા પવિત્ર સિંહને વચન બંધન કરે છે. બાદ ત્યાંથી પવિત્રસિંહ ઉજ્જન તરફ નીકળે છે તેને પોતાની સખીઓ સહીત બગીચામાં ફરવા નીકળેલી ઉજ્જન પતિ વિક્રમની કુંવરીનો મેળાપ થાય છે. છેવટે લક્ષ્મિ તથા પવિત્રસિંહની પરસ્પર પ્રીતી જોડાય છે. પછી લક્ષ્મિ પવિત્રસિંહને પોતાના પીતા પાંસે તેડી જાય છે. વિક્રમ પવિત્રસિંહને પસંદ કરી તેની સાથે લક્ષ્મિનાં લગ્ન કરવા વિષે નક્કી ઠરાવ કરે છે તે દરમ્યાન પવિત્રસિંહ વીજલપુર જવાની મુદત્ત નજીક આવવાથી એક મહિના બાદ લગ્ન કરવાનો નિશ્ચય કરી પવિત્રસિંહ વીજલપુર જવા લક્ષ્મિ પાસે રજા માગે છે. પ્યારમાં પડેલી લક્ષ્મિ પોતાના પતિનું વચન મીથ્યા નહિ જવા માટે અણછુટકે રજા આપે છે. બાદ ઘેલા પંડયા નામના બ્રાહ્મણનો પુત્ર ગુરૂ લંપટનાથ પચાવી પડયો છે, જેથી તે બ્રાહ્મણની આજીજી સાભળી પરદુઃખભંજન માહારાજા વિક્રમ તેનો પુત્ર અપાવવા ગાંધ્રવી મશાણમાં ગુરૂ લંપટનાથને આશ્રમે જાય છે. લક્ષ્મિ ઉપર મોહ પામેલો વિષયાંધ લંપટનાથ ઘેલાપંડયાનો પુત્ર આપતી વખતે પોતાની મનોઇચ્છા પુર્ણ કરવા વિક્રમને કપટથી વચન બંધન કરી દે છે. બાદ સાધુ વેશે રમણ દુર્મતને મળે છે ત્યાં લક્ષ્મિને મેળવવા અને પવિત્રસિંહને ઠાર મારવા માટેની વાતચિત થાય છે. બાદ રમણ દુર્મત પાંસે લખાણ કરાવી લેછે. બાદ બીજે દીવસે લંપટનાથ દરબારમાં જઇ રાજા વિક્રમે આપેલું વચન તેની માગણીમાં માહારાજાની કુંવરી લક્ષ્મિને પરણવાની માગણી કરે છે. જેથી સભાસદો એ કામથી ખીન્ન થઇ ઇન્કાર કરે છે. છતાં રાજા વિક્રમ પોતાનું વચન પાળવા માટે લંપટનાથની સાથે લક્ષ્મિનાં લગ્ન કરી આપવા કબુલ કરે છે. અને લગ્નની તૈયારી માટે લંપટનાથને આજ્ઞા આપે છે. બાદ લક્ષ્મિ વેરાગડા સાથે પોતાનું લગ્ન

થવાના સમાચાર સાંભળી મહા દુ:ખમાં આવી પડેલી લક્ષ્મી અફસોસ કરી પ્રભુ પ્રાર્થના કરે છે તે દરમ્યાન વિક્રમ ત્યાં આવે છે. તેને દુ:ખ નિવેદન કરી પોતાને માથે આવેલી આફતમાંથી મુક્ત થવાને પોતાની અક્કલથી યુક્તિ ચલાવવા વિષે પીતા પાસે આજ્ઞા માગે છે. વિજયપુર જતાં જંગલમાં દુર્મતસિંહ પવિત્રસિંહને કૂવામાં નાંખી દે છે ને ભોળાની સ્ત્રી કુંભારજાને મારી નાંખે છે ને પવિત્રસિંહ ઇશ્વર કૃપાથી જીવતો નીકળે છે તેને ઉંધુ સમજાવી પોતાનો આરોપ મરણ પામેલી નીર્દોષ કુંભારજાને શીર નાંખે છે અને ત્યાંથી વિજયપોર જવા નીકળે છે ને નથુડાને રમણુયોગી લઇ જાય છે. બાદ લંપટ નામના યોગીને છળવા જાય છે. અને પોતે ધારેલા કામમાં ફતેહ થઇ, લુચ્ચા લંપટનાથની આસ નીષ્ફળ કરી તેને ધિક્કાર આપી મહારાજા વિક્રમ દયાની લાગણીથી લંપટનાથ ની આજીજી અને આર્દ્રતા ધ્યાનમાં લઇ તેને જીવતો મુકી દેશ નીકાલ કરે છે.

## અંક ૩ જાનો સાર

ચંપા પાસેથી પોતાના રત્ન લઇ નીકળેલો ભોળોભટ અનવરખાંનાન વજીર અલફખાંનને પોતાના રત્ન વેચાતા આપે છે. બાદ વજીર બદદાનત થી ફરેબ દઇ ભોળાભટના ચારે રત્ન ખાઇ જાય છે. અને ધાસ્તી આપી પાવતી લખાવી લેછે. અને એ ચારે રત્નો પોતાની ચંપા દીલોજાનને બક્ષિસ આપે છે. ભોળોભટ પોતાના રત્ન જવાથી દીવાનો બની ભટકતો થઇ જાય છે. બાદ અનવરખાંનના દરબારમાં વિજયપુરથી આવેલા પવિત્રસિંહ દુર્મત તથા સાધુ વેસે રમણુ એ સર્વે બેઠેલા છે. દરમ્યાન ચંપાનો નાચ તથા અદા જોઇ અનવરખાંન ખુશ થઇ જાય છે. જેથી ચંપાને જે જોઇએ તે આપવા બંધાય છે. જેથી ચંપા પણ પોતાનું બોલેલું પાળવા પવિત્રસિંહ પાસે સાત સલામ ભરાવવા માગણી કરે છે તે માગણી અનવરખાનને કબુલ કરવીજ પડે છે, જેથી ચંપાને સાત સલામ ભરવા પવિત્રસિંહને હુકમ કરે છે. પવિત્રસિં તે વાત ઇન્કાર કરે છે. જેથી અનવરખાંન ખફા થઇ પવિત્રસિંહને કેદ કરી આખરે સુળીની સજા ફરમાવે છે. તે વખત લક્ષ્મિનો પ્યાર યાદ આવવાથી તેને મળી આવવાને આઠ દીવસની મુદતે યોગી વેસમાં બેઠેલાં રમણુની જામીન-ગીરીથી છુટે છે અને ઉજ્જન તરફ જાય છે. બાદ પોતાના ઇન્સાફનો

ફેંસલો ન મળે ત્યાં સુધી કચેરી મોકુફ રાખવા વિષે પાદશાહ પાસે માગણી કરે છે. તે અનવરખાંન મંજુર રાખે છે. બાદ ભોળો પોતાના ગુમાવેલા રત્નની ફરીયાદ કરવા દરબારમાં આવે છે. ચંપાની માગણીથી દરબારનું કામ મોકુફ છે, તેથી કોઇ ભોળાની દાદ સાંભળતું નથી જેથી તે પુરો ભ્રમીત થઇ જાય છે. દરમ્યાન સ્વામી ભક્તિમાં લીન રહેનારી લક્ષ્મિને અપસુકન થાય છે જેથી ગમગિનીમાં પડે છે. તે દરમ્યાન ભટકતો ભોળો ફરીથી લક્ષ્મિને મળે છે, અને પોતાના રત્નો ગયા તે વિષે તથા પવિત્રસિંહને સુળીની સજા થવા વિષે ખબર આપે છે. જેથી લક્ષ્મિ રાધા તથા ભોળાને સાથે લઇ વીજલપુર તરફ સોદાગરનો વેસ લઇ બંને સ્ત્રીયો પુરૂષના સ્વાંગમાં જવા નીકળે છે. બાદ ઉજ્જન ગએલા પવિત્રસિંહને લક્ષ્મિનો મેળાપ ન થવાથી પાછો વીજલપુર તરફ પોતાની મુદતસર હાજર થવા નીકળે છે. બાદ લક્ષ્મિ સોદાગરના વેસે ચંપાને ત્યાં જાય છે. અને ભોળાભટવાળા ચાર રત્નમાંથી બે રત્ન વેચાતાં લે છે. ત્યાંથી મુરસદના વેસે જાય છે. માર્ગમાં પાદશાહનું ખાનું લઇ જતાં નનેખાં બન્નેખાં નામના સિપાઇનો મેળાપ થાય છે. તે પાદશાહના ખાનામાં સોદાગર લક્ષ્મિ તથા નોકર રાધા બંને તેમાં થુંકે છે. જેથી સિપાઇયો તેને અનવરખાંનની કચેરીમાં લઇ જાય છે. પવિત્રસિંહની મુદત પુરી થવાથી રમણને ફાંસી દેવા લઇ જાય છે. રમણ ખુશીથી ફાંસીએ ચડવા તૈયાર થાય છે, દરમ્યાન પવિત્રસિંહ આવી પહોંચે છે તેને કચેરીમાં લઇ જાય છે બાદ દરબારમાં પોતાની યુક્તિથી પાદશાહને ખુશ કરી તે તારીખનો ઇન્સાફ કરવાનું કામ પોતાના હાથમાં લે છે. અનવરખાંન મુરસદ લક્ષ્મિને અક્કલબાજ સમજી ઇન્સાફ આપવાની પરવાનગી આપે છે. વિચીક્ષણ મુરસદના અદૂલ ઇન્સાફથી અલફખાન વજીરનું પોકળ પ્રકાસ થાય છે. ચંપા પાસેથી પાછા ભોળાના ચાર રત્ન અપાય છે. ને ચંપાની ફજેતી કરી શહેરમાં ફેરવી આખરે તેને કેદની શિક્ષા થાય છે. દુર્મતના કાવતરાં પકડાય છે. ને નીમકહલાલ વફાદાર રમણની ઓળખમાં પડે છે. અને મિત્ર ભક્તિ વિષે તેનાં વખાણ થાય છે. બાદ લક્ષ્મિ જાહેરમાં પોતાનું ખરૂં રૂપ દર્શાવે છે. નથુડાનો ને ભોળાભટનો મેળાપ થાય છે. અને પવિત્રસિંહને માટે તૈયાર કરેલી સુળી ઉપર દુર્મતને ચડાવવાનો પાદશાહ હુકમ કરે છે, આખરે દુર્મત બહુ પસ્તાવો કરે છે. અને પવિત્રસીંહને વજીરની પદવી આપવામાં આવે છે. છેલ્લે મ્લેચ્છના રાજ્યમાં લક્ષ્મિ ગયેલી માટે તેના રક્ષણ સારૂ છુપેવેસે મહારાજા વિક્રમ ત્યાં આવેલ છે તે પવિત્રસિંહ તથા લક્ષ્મિના પોતાનાં હાથેથી ત્યાં હસ્ત મેળાપ કરાવે છે અને આનંદના વાજીંત્ર વાગે છે.



# પાત્રોના નામ તથા સંબંધ.

પવિત્રસિંહ........................શાંન્તાપુરીનો રાજકુંવર
દુર્મંતસિંહ........................પવિત્રસિંહના કાકાનો દીકરો
રમણ........................પવિત્રસિંહનો મીત્ર તથા પ્રધાનપુત્ર
વિક્રમ........................ઉજ્જન નગરીનો રાજા
અનવરખાંન........................ વિજલપુરનો પાદશાહ
ભોળોભટ........................એક ગરબડીયો બ્રાહ્મણ
નથ્થુડો........................ભોળાભટનો દીકરો
ગુરૂ લંપટનાથ........................ ઉજ્જન નગરીનો સાધુ

## સ્ત્રી વર્ગ.

ચંપા........................ઉજ્જન તાબાનું ગામ લીમછાયાની ગુણકા
લક્ષ્મિ........................ વિક્રમની પુત્રી
કુંભારજા........................ભોળાભટની સ્ત્રી
કપટકળા........................ચંપાની દાસી
રાધા........................લક્ષ્મિની દાસા

એ સિવાય વજીર કાજી પ્રધાન સૈન્યાધિપતિ, છડીદાર, ચોપદાર, સાહેલીયો, કંચનીયો વિગેરે.

# પવિત્ર લક્ષ્મિ નાટકના ગાયનો.

## અંક પહેલો.

બાળકીઓ— ૧

તુંજ ગતિ પ્રભુજી સૌથી ન્યારી, અકળ કળાયન મોરલી ધારી.—તુજ.
લોભી લંપટ દુષ્ટને, તું શિક્ષા કરનાર.
ભક્તોને મન વાંછના. તું દાતા દેનાર,
ધ્યાન એક ચિતે વિભુ, ધરીએ તમારૂં.
કરો સહાય પ્રારંભે મોરારી, તુજ ગતિ.
અનંત એકજ છો પ્રભુ, જળ સ્થળમાં તુંજવાસ.
અવિનાશી આ વિશ્વમાં, સઘળે તુંજ પ્રકાશ,
ગહન ગતિમાં તારી, મતિ નવ પહોંચે.
મોટા મુનિઓ પણ જાય હારી, તુજ ગતિ.

પવિત્ર સિંહ— ૨

સુખ દુઃખ સર્વે પ્રજાને, કહો પ્રધાનો છે કેવીરીતે;
ધર્મ પરાયણ નીતિ, પાળે છે કે નહિં રૈયત પ્રીતે.

૩

લાગી છે મન મોહેની, જોવાને તે નાર.
દ્રષ્ટે જો દેખું નહિ, તો જીંદગી મારી ખ્વાર, લાગી છે
લક્ષે ચોંટી લક્ષ્મિ, ખસે નહિ ક્ષણ વાર,
લક્ષોમાં તું એક છે ભવ લક્ષથી તારનાર. લાગી છે
નીરખું જઇ નવ યોવના, તો થાય દીલ કરાર,
વેગે વાધું પાસ તેની, કરૂં સફળ અવતાર. લાગી છે

ચંપા તથા સખીઓ— ૪

નથી અવરની હામ બેલી એક અંત સમે શ્રીરામ,
જાવું છે જીવડા જરૂર તજીને આ ભાડાનું ધામ.
કર્કડાવી દંત કાળ ટાંપે છે દેવા ફાળ,
પળ આવી કે પકડી જાસે પાંમર મનવા માન, તજીને
શ્રાવણની જળ ભરી વાદળી, જેવો વિજ પ્રકાશ,

પરપોટો પાણી તણો, જેમ પળમાં પામે નાશ.
તેમ આ પંચ ભુતનું ગાબ ઉડે હંસા કે ઉજ્જડ ઠામ,
માટે મમતા મુકી મુરખડા પીલે અમ્રત જામ. જાવું છે
કોલ દઇ કીરતારને, જીવ અવતરીયો છે તું.
પળ પળનાં લેખાં પૂછશે તો ઉત્તર આપીશ શું,
અવતરી કર્યાં શા કામ થશે ટોટલ તેનું તમામ.
માટે મુકી બદકામ રાંકડા રટને સીતા રામ, જાવું છે

૨સર્વે સખીયો— ૫

## આરતી.

જય શંકર ભોળા જય શંકર ભોળા, શીવ જય શંકર ભોળા,
સૃષ્ટી ના સંહારક, જય વિભૂતી ચોળા જયો જયો શંભુ હરહર
ગંગાધર ગિરજા વર ત્રીનેત્ર ધારી, શીવ (૨)
રૂંઢ મુંઢ ઉરઉપર નંદી અસ્વારી જયો જયો શંભુ હરહર.
પંચ મુખ પરમેશ દુઃખ હરતા દાતા શીવ (૨)
ભય ભંજન છો ભોળા, શીવ શંભુ ત્રાતા. જયો જયો.
અખંડ છો અવિનાશી કૈલાસી દેવા, શીવ (૨)
સુરીજન મુની સૌ સમરે વાંચ્છીત ફળ લેવા જયો જયો.
પ્રિય પુષ્પ ધંતુર, વળી જળની ધારા શીવ (૨)
વિષધરના શણગારીક સેહેજે સુખકારા. જયો જયો
ઇંદ્રાદિક સનકાદીક સોચરણે લાગે, શીવ (૨)
શંભુ શબ્દજ સુણતાં યમ કિંકર ભાગે જયો જયો

ચંપા— ૬

ઇંદુ વદન મુખ કમળસમ, ચિત હર ભ્રમર ચકોર,
ચિત્ત વૃત્તી ચતુરાતણી, ચોરી જાયછે ચોર.
રસીક તરૂણ નર ફાંકડો, કાત તણો શણગાર,
અવનિમાં એવો નથી, દીઠો કોઇજ ઠાર.

૭

અરે મારા રંગીલા છેલા સરદાર.
વંદી વાર વાર ચાહે પ્યાર પ્રિય નાર, મારા,
પ્રેમથી પધારીએ આ ભામિની ભુવન મહીં,
રેહો રસિક દીલદાર આજે, રજની રમવા રંગમહીં.

ખાન પાન ગુલતાન ગુણીયલ હાજર છે તમ માટ તહીં;
સેવામા આ સુંદરિ છું, પ્રીય આજ જાશે રહી,
દીલદાર હૈયાહાર પ્રાણધાર સુખકાર.
પ્રિતે પધારો ભરથાર આપ પ્રેમની છું ઇંતેજાર. અરે

ભોળાભટ— ૮

હાય હાય હાય રતન જાય, લાગે ધ્હાય હૈયા માંય. અરે હાય.
આંધળાની આંખ મારી, ખુંચી લીધી લાત મારી;
દુરદશા થાજો તારી, દુષ્ટ વ્યભિચારી નારી. હાય.
ભરોસે આ ભોગ મળ્યા, સુદ્ધ જનના ચિત્ત ચળ્યા.
કદાપી ન જાય કળ્યા રાંડે મારાં રતન ગળ્યા, હાય.
ચરરર જીવ થાય, અરર ચરર ચિત્ત બળાય,
હાય અરે હાય, જીવ જાય કષ્ટ થાય;
અરરરરરરરરરરરરરરરર, થરરર, હૈં હણે હૈં. હાય.

ચંપા— ૯

પચાવે માલ પારકો, છે તેજ સુખી જગતમાં
શરાફ છાપ ધારનાર ખ્વાર ભગત લત્તમાં. પચા
ફૂત આવા ચાહે મને, તેજ તાલે વન બને,
થાય ચડતી દને દને, ગુમ કપટ ગતમાં. પચા.
જાય અમીર હાથ આવી, આવભાવથી બોલાવી;
નયન કટારી લગાવી, લાવીએ લપટમાં. પચા.
મધુર મુખ વદી વાણી, કરી એ પલક માંહે પાણી;
એમાં છે આનંદ ધ્હાણી, સાર નથી સત્યમાં પચા.

લક્ષ્મિ ને સખીયો— ૧૦

આજે ધન ધન થયુ માનું મહા પુજન.
આજે ધન ધન સુભ દીન સારદા પુજયા.
ઉમંગ ન માય માહા પુજન. આજે.
ચંદન ચરચી પુષ્પે વધાવી, ધૂપ દીપ નૈવેદ ધરાવી,
ચર્ણે ઝુકી કીધાં વંદન; આજે.
પુર્ણ જ્ઞાન વિદ્યા દેવી થઇ, અભ્યાસ લાભ બાતે ઉત્તમ દઇ
હર્ષ છવાયો સૌ જન મન; આજે.

બ્રાહ્મણો— ૧૧

મળી મળી સુંદર દક્ષણા ધન્ય છે પુન્ય આળીરે,
આશીષ વિપ્ર દે છે, રહો સૌભાગ્ય બાળીરે. મળી.
જઈ હવે જલદી ઘરે, મોદીક કરશું લચપચતારે,
જમીશું ભટ ભટાણી, કોળીયા કોડે વાળીરે. મળી.
મળ્યો છે રોક રૂપૈયો, રાજી થઈએ બાળી બાળીરે,
ખાઈને ખુબ ઓડકાર, ઓઈયાં લે તાળીરે. મળી.

ગુરૂ લંપટનાથ— ૧૨

ધનુપ ભ્રગુટી ખેંચકે, દેંક નયન કા તીર.
સંતન કું જખમી કીયા. દીયા કલેજા ચીર.

૧૩

ભજ ભજ ભજ રામ નામ મન ભજ ભજ ભજ ભજ રામ, ભજ.
તીલક છાપા તુળશીમાળા મુખે હરકા નામ;
નાજુક નારી હાથ લગે તો દીલારામ
બસ દીલારામ બસ દીલારામ બસ દીલારામ ભજ.
પુરીને બેંડાળ મળે તો નારાયણ ધૂત નારાયણુ. ધૂત નારાયણ.
ધૂત નારાયણ.
ગોરી ગુલાબ જેસી હોતો સીતારામ, ચલ સીતારામ
ચલ સીતારામ ચલ સીતારામ. ભજ.

[નીચેનું ૧૪મુ ગાયન ૨૩મે પાને ૫૩ તથા ૫૪મા ગાયનની વચ્ચેનું છે.]

૧૪

માઈ દેખતેરા એહી દેહ ખોટા સાધુ સંત કે કામ લગાવનાજી.
સાધુ દવાર બસે ગૌવા રામજીકુ વાકુ તાજામાલ ખવાવનાજી.
ભીન ભાવ ન રાખીએ ભેખ હુસે વાકી સિધ્ધ પ્રસાદી પાવનજી.
મોક્ષગતીકા મંત્ર શીખાઈંગે એકાંન્ત આસન પેં આવનાજી,

સખીયો— ૧૫

ચાલો સરખી સાહેલીયો ગાઈએ મધૂર ગીત. (૨)
બાગમાં જઈયે, આનંદ લાભ લઈયે. ચાલો,
રૂમેક ઝૂમક છૂમ ચાલો ચાલ છૂમ છૂમ ઘુઘર વાગે ઘૂમ ઘૂમ
છોમ છનનન છોમ છનનન છોમ છનન છોમ છનનનં,
છોમ છનનન છોમ. ચાલો.
ગુલછડી ગુલાબગુલ મોગરા હજારી ફુલ વાસના આવે અમુલ્ય.
સન સનનંન સન સનનન સન સનનન સન સનનંન
સન સનનન સન ચાલો.

રમણુ— ૧૬

ભલે ભલે જાવું છું નહિ ડરૂં, આંહી, પસ્તાશો બાઇ. ભલે.
સુંદિર વેણુ શ્રવણથી મૃગ જેમ, આધીન થઇ જઇ તજીદે પ્રાણ
તેમજ આ દુષ્ટની મીષ્ટ વાણે, વસ થઇ, શકલાઇ, મીત્રતાઇ, તજી દઇ. ભલે.
મન મુકતાળ વૃક્ષ પાન. તુટયા નહિં સંધાય, ભલે.
અન જળ ઉઠે જેસમે તુર્ત પરાયણ થાય. ભલે.

૧૭

ફીકર નહિ હું જાવુંછું બંધ કર તારૂં મુખ,
પસ્તાશે પાછળ થકી, જોશે જ્યારે દુઃખ
જકડી પ્રપંચ જાળમાં, યાદ રાખજે વાણુ,
લેશે કો દી પલકમાં, આ કપટ પુતળું પ્રાણ.

ચંપા— ૧૮

અંજળ કમળ કરમાય, કળીયો મ્લાંન અકાંત નીર,
વપુ કાષ્ટ વત થાય, શાણા ચેતે સાનમા;
મદન અરી મલકાય, યોવન અવય શસ્ત્ર સજી
સંગ્રામે કોણ જાય, કહો તો કહું હવે કાનમાં.

૧૯

પ્રીય તમ રહો રહો મારા, પ્રાણ રજની રમવા રંગે,
વ્હાલા વાલ્યમજી પ્રેમે ચર્ણ પખાળુંરે.
સેવામાં સદા રહું ઉમંગે. પ્રિય.
મધુર સુરત તવ મન વશી. ચિન્તહર ચતુર સુજાણ.
કૃપા કરી કર કામીની, સ્વીકારો સુખખાણ.
નીત નીત નૌતમ ફુલેલ મંગાવું રે, કરવા મર્દન મોહન વરને અંગે. પ્રિય.
નવીન મધુ મધુકર વિના, ચાખે કોણ ચતુર;
રસ ભોગી રસીયા વિના, ધડકે રામા ઉર;
તન મન ધન તમને પ્યારા અરપ્યુ છે વરવારે, મનના માન્યા
સાથીડાની સંગે. પ્રિય.

૨૦

સામ શુંદર નવ કીજે આમ નીરધારી, ઝાલી પ્રથમ કર હવે છોડો નહિ વારી.
વિનતી કરૂં છું પૈયા પડું છું આશ તમારી ચિત ચોંટી સાવરીયા સામ.

ગાભટ—ચાલો તમે થાઓ તૈયાર વખત હવે જાય છે. કપટ
ચંપા— હરી હરી આ શોકમય સ્વદેશ છોડાય છે;
ભોળોભટ—જાઓ છો આ જીવતાં હજી હરીની સહાય છે કપટ
ચંપા— પ્રણામ મહેલ તુંજને તુમા રહેનારી જાય છે
ભોળોભટ—ભરો ઉચાળા જલદી હવે ભુમીભાર થાય છે કપટ.

---

## અંક બીજો.

---

લક્ષ્મિ તથા સખીયો— ૨૭

### ગરબો.

ભુષણ જગમાં ભામિની, ધરતી અનેક પ્રકાર
નિર્ભય ભુષણ જે ધરે. ધન્ય ધન્ય તેહ અવતાર
હીરા મોતી હેમને. તસ્કાર બીક અપાર
નિર્ભય ભુષણ જે ધરે. દેહ દીપાવન હાર
સજો સખી નિયળ શણગાર સાર
પેહેર પહેર પતિ પ્રેમ ચુડલી
ભજો નીત્ય નામ ભરથાર સુખકાર જેથી જકત વાંચે વાત રૂડલી
સેવા સુગંધી તેલ સીચીને સીશ રંગ રેલમાં રમો સજો

### સાખી

સદગુણ સિંદુર સેંથલે, સતિવ્રત ચંદ્ર કપાળ.
નિતી નીર સરોવર ભરી. બાંધો પતિવ્રત પાળ,
મર્દન કરી વિનય ફુલ અંગ ન્હાવો નેહ જળેરેરે
જરીયન સાડી સ્મરણ ચિન્તસંગ ચિતથી નવ ચળેરે
ઉચારો વેણ મીઠાં મધુર હરનીશ રીઝાવો સમજાણી પતિને જુગદિશ
સજો.

### સાખી

ચતુરાઇ ચંદન ચર્ચથી પુષ્પ પ્રદક્ષણ તન.
ગરિબાઇ ઘ્રત દીવડે કરો નાથ પુજન.
સખી ધરો પતિપર પ્યાર જેથી રાચે જુગદાધાર પ્રેમે પાવો પ્રિતી
રસ સાર
સુખે કરો સફળ સંસાર સજો

લક્ષ્મિ— ૨૮

સુરત મુરત સુખકારી, મદન છબી શી શોભે અલબેલી
ચપળ ચિત ભરમાવી, વિરહ ભુત કરજો મુજને ઘેલી

૨૯

રસિલા છબીલા રંગીલા લાલા.રશિયાજી વસિયાજી હૃદય મારા
દેદાર દર્શાવી દાસી લોભાવી ભરમાવી ભામિની પ્રાણ પ્યારા
અદ્રશ્ય પ્રેમ ચુંબક આકર્ષણ, આપતણું છબીલા છોગાળા
મન્ન લોહ મુજ ખેંચી ખેંચીને લે છે આલીગન વેગે વ્હાલા
જેમ આંબા શાખ વાસથી મેના આવે ઉડી ફળ ખાવા સારા
તેમ ઇન્તેજાર આવી ઉભી છું હસ્ત ગ્રહી કરો આપદારા

પવિત્રસિંહ--અરે ઓ નાર તું છે કોની બાળ તું

લક્ષ્મિ— પ્યારા મારા આપ તણી હું છું દાસી.

પવિત્રસિંહ--આ શું ઉચ્ચારી વદે છે તું નારી.

લક્ષ્મિ— હા હા આપ મારા છો વિલાસી. રસીલા

લક્ષ્મી— ૩૦

છોડો છોડોજી છેડો છલૈયાં, મુકોને મુજ બૈયાં,
પડું હું પૈયાં પૈયાં. છોડો.

પવિત્રસિંહ— વાહ ઠગારી નાર નવ છોડુ આહાર.

લક્ષ્મિ— મૂકો મૂકો મૂને આવાર જોશે કોક તો જાશે ભાર
આશા વિચાર- છોડો.

પવિત્રસિંહ— નહિ જવા દોં નારી (૨)

લક્ષ્મિ— ખસો ખસો થાવો ન અવિચારી. (૨)

પવિત્રસિંહ— ન અવિચારીહું છું વિચારી પ્યારી શું સતાવે નારી.

લક્ષ્મિ— આવોજી આવોજી ન શરમાવોજી હે રશિયા છોડો.

લક્ષ્મી— ૩૧

મીઠી પ્રેમની પ્યાલી હાથમાં ઝાલી બાથમાં ઘાલી આ નાથને પાવીરે.
લાલ સ્હેલાણીને પાવીરે, લેવા સુખ આનંદ લ્હાણીરે. મીઠી.
મીઠી સુગંધી ગુલાબની, તમને આપું મારા કંથ,
સમાર રસને કેળવી પહોઢો પ્રેમ પલંગ;
પીઊંજી તમે પોઢો પ્રેમ પલંગ, (૨)
રમાડુ વિધ વિધ તમને રંગ, જમાડું ભોજન રાખી ઉમંગ. મીઠી.

બાગ ખીલી રહયો, કળીયો સર્વે ખીલેલ,
ભાગી ભ્રમર માળી થઇ, ચુંટો મારા છેલ,
પીઉજી તમે ચુંટો મારા છેલ. (૨)
ઉડાવો રસીયા રંગની રેલ. ભજવો કામ કળાનો ખેલ. મીઠી

**પવિત્રસિંહ—** ૩૨

રહી હૃદય વશી તું રમણી, ચંદ્ર મુખી કરે સુખી.
મૃગ નયની કટાક્ષ મારી ઘાવ કારી કરે છે કાળજ. રહી.
ગુણ ખાણી શોભે શાણી વાણીએ મધુરી છે,
કોકીલી રસીલી ઇંદ્ર પરી અવતરી
વાહ રસીલી, અંમૃત પાવો;

લક્ષ્મિ--ખસો ખસો શીદને સરમાવો મુકો મુને જાવાદયો. ગુણ

લક્ષ્મિ— ૩૩

જરા આસ્તે કદમ અલબેલારે, ધીમા ધીમા ચાલોને છબીલા.
પ્રિતમ પ્રેમીલા સોહાગી સોખીલા, બાગ યોવનના ભ્રમર ભોગીલા.
ખીલી ચંપાકળી ચંપાવાડીમા, ચુંટી લ્યો સુગંધી રસીલા
લ્હેરી લાલા મારા વાલા રંગ ભીના પધારો રંગીલા. જરા.

લક્ષ્મિ— ૩૪

મમ જનક અરજ તનયાનીરે ચિત સ્વીકારી.
કર દેજો જુગલ પીછાનીરે હિત વિચારી
આજ બગિચે બાળા તમારી ગઇતી ફરવા સાર
મન ગમતો ત્યાં દીઠો રાજવી સકળ ગુણ ભંડારરે—મમ
ચંદ્રવદન તે ચતુર પુરૂષતું ચંદ્રરૂપ સાક્ષાત
ધીર વીર શાસ્ત્ર સંપાદન છે ક્ષત્રીની જાતરે.—મમ
ગાય ગરીબને રાંક દીકરી જયાં દોરે ત્યાં જાય
સમાન જોડી જો પામે તો ભવસિંધુ તરાયરે—મમ

**રાધા—** ૩૫

રચના રામ સિતાની જેવી જુગલ તેવી મળેરે
ખરે જેમ કેસરમાં કસ્તુરી સુંગધ તેવી ભળેરે.
સુગંધ તેવી ભળેરે રસીલી સુખમાં ઠરેરે. રચના
જેમ ચુની માંહે પેલ ચંપોને સુવર્ણ વેલ
રાણી મોહનાને છેલ તેમ રચના

રકત રંગની પાઘ સગ હેમ તોરો જાણે વાહ
મુક્તાફળ મણીમય માળામાં દાણે દાણે વાહ
કઇ નહિં નહિં મણા નહિં મણા નહિં
રૂપ ચંદ્ર સમ વાહ ભુપ ઇંદ્રસમ વાહ
કુપ શુદ્ધ ગમ વાહ રચના
ભાગ્યવંત હોય ભામિની પુર્વ દન્ત શુભ સાર
તો પામે તે પુરૂષને ધન ધન તેહ અવતાર રચના

લક્ષ્મિ— ૩૬

પળ એક જાય હાય વિગોગે જુગ સમ
નાથ તમ વિના થાવું અનાથ પ્યારા મારા
સુખ નહિં કંઇ દુઃખ દીલમહીં મનડું મુઝાય સોસાય દીલ હરદમઃ પળ
જેમ વિના જળ મીન જીવે નહિં વળી વિના ઘૃત દિપ બુઝાય.
તેમ વિના આપ પ્રાણ પ્રીય મુજ પ્રાણ ટકે નહિં વપુમાંહય,
પલપલ જુગજુગ હરહર દુઃખ દુઃખ વણ દર્શણ સુખ.
ક્ષણ પણ નહિ સુખ નવ ભોજન રૂપ સૌ વૈભવ સુખ
લાગે જાણે યમ. પળ.

પવિત્રસિંહ ૩૭

ઓ અલબેલી પ્યારી અધીરી ન થા રસીલી નેન નીરે નહીં તું ભીંજા
ઓ અલબેલી પ્યારી અધીરી નથા,
અંતર તવ દુઃખકર જોઇ જાણી લેને લાગે છે ઘા. ઓ૦

લક્ષ્મિ—એ સાચું પણ નાથજીરે, છુટે કેમ આ હાથજીરે.
હું આવીશ સંગાથે પ્યારા,

પવિત્રસિંહ—રસીલી નેન નીરે તું નહીં. ભીંજા ઓ૦

પવિત્રસિંહ— ૩૮

જેમ વિખુટો વૃંદથી, મૃગ વનમાં અથડાય
પ્રાણ પ્રિય મૃગલી વિના, નવ શાન્તિ મય થાય
વપુ પરાયણ થાય પણ, ચિન્ત ચોર રહી જાય.
પ્રેમ જેલ બંધન મહિં, આશા રારા જકડાય.

લક્ષ્મિ—સુખે સિધારો સાયબા, સુકન જોઇ સુજાણ.
એક માસ પુર્ણ થયે પળજો અત્રે પ્રાણ.

૩૯

ધીમા ધીમા ઉઠાવી કદમ ચાલો ચાલો રંગ રસીયા.
પ્યારી સંગે પધારો પ્રિતમ છબીલા ચિન્તમાં વસીયા

..નરસિંહ—વ્હાલી રસીલા નાજુક પગ મેલી ચાલો હુમ હુમ અલબેલીરે
લક્ષ્મિ—વાણી મધુરીમાં વશ કીધી મુને મોહન બનાવી ઘેલી: ચાલો.
પવિત્રસિંહ—ચમકે તારા નેત્રમાં અધર ગુલાબી રંગ.
સુખ મલકાણી મોહેની, મન હરે પુંજ ઢંગ.
લક્ષ્મિ—ઢંગ અનંગ જોયા છે મેં, બાગમાં બોલો માં કાલા થઇને રે
ચીત ચોર્યું છે તમે ઓ મારા વાડીમાં ચુંબન લેને ચાલો.

લંપટનાથ— ૪૦

કુછ નહિં હય માલા મનકામે, હે ગમાર સભી ભજન કરને વાલે;
જપતપ તીરથ સબ જુઠે હયે, દેહ દમન કર કયા ફળ હયે. કુછ.
જટા બઢાના ખાખ લગાના, લંબે તીલક બનાએ કયા ફલ હયે. કુછ
ભોગ ભોગના મૌજ ઉડાના, અછી અપ્સરાસેં બસ ઓહી ફલ હયે. માલા

સર્વે દરબાર— ૪૧

છે સલામ છે સલામ સર્વને રાજને રાજને
છે સઉ દરબારના પ્રણામ પ્રણામ. છે.
કુશળ રાખો રામ કૃપા કરો ભગવાન,
તખ્ત તાજ અંમર રાજ કરો સદા ધનશામ. છે.
ઘરી ઘરી પલ જાય વારી પરી પરી પયર સબનારી વારી
એૈશાન કીયા ખૂબ શાન દીયા ખુબ માન દીયા ખાનદાન દીયા;
જાન જાન જાન રહો તુમારી જાન રહો તમારી જાન.
નેક મતિ નીત આપો મોરાર ટેક ગતિ ચિન્ત સ્થાપો મોરા૦
ફુડ કૃતી મત કાપો મોરાર આમીન આમીન આમીન.

કંચનીઓ— ૪૨

છો પરદુઃખ ભંજન. કીરતી અખંડન જામો જગ મહીં
રંજન થઇ મોરારી. કષ્ટો કાપી આનંદ આપી. જામો
પ્રજાજ પાળક ક્રૂા દુઃખ ટાળક દીનપર દ્રષ્ટી કૃપાનિ ધન ધન
તન મન સુરજન પુરા
જય જય જય જય જય જય જય જય ભય ક્ષય ક્ષય
વીરતર ધીર ધર જયકર સુખકર સહુ પર જામોજગ મહીં.

વિક્રમ— ૪૩

આવો મહાત્મા અત્રે, આપ પધારી આભારી કીધો,
દર્શન આપજ દઇને, પાવન આ મમ ઠામ કરી દીધો.

ગોપાલકવિ— ૪૪

ખમા ખમા પરદુઃખ ભંજન, અંમર નામ કીયો યશ બંજન.
ધર્મ કાજમે હે ખુબ રંજન અખંડ કીર્તી પામી હે.
બત્તીસ પુતલી કો સીંહાસન, વાપે તુને કીયો આસન.
છતીસ ગુન ધર્મ રાજન ધર્મ ડાળ નામી હે.
સત્રુકો સંહાર કરે રણે અશ્વ પાય ધરે.
અરીકો અંકુર હરે અપાર અંતર હામીરે:
વદે કવી ગોપાલ વાણુ શું તારા કરૂં વખાણુ.
ઉજ્જૈનમે ઉગ્યો ભાણુ જગ્ત જોત જામી હે.

વિક્રમ— શેર

વર ક્ષત્રીનો કોલ છે તોલ ન તેની કાંય
બોલ દીપક બુઝાય તો કીરતી તેજ જંખાય

૪૫

વચન માટે થયા વનવાસી રાજ તજીને રામ.
પતિ અયોધ્યાનો જે હરીશ્ચંદ તે નીચનો થયો ગુલામ વચન.
પાંડવ પાંચ પંચાળીને હાર્યા વળી ખોયા ગર્થ ને ગામ
ચીર પુર્યાં ચત્રુભૂજે તે વેળા તે વચન પાળવા કામ વચન.
વાસ કર્યો પાતાળમાં બળી અરપીને રાજ
ચતુર માસ ચોકી રહ્યા વામન વચનને કાજ વચન.
લાખાભૂવનમાં ભષ્મ સેહેદેવ થયા તેને ઉગાર્યા ઇશ
શેઠ શકળશાએ કોલ પાળવા કાપ્યું ચેલઇયાનું શીશ વચન.

સર્વ દરબાર— ૪૬

હર હર પ્રભુ આ કેર શો નીર નેવનાં મોભે જશે,
ક્ષત્રી બાળા હાય શું આ સાધુ સાથે પરણશે.
ગજબ અજબ આ જોઇને ઝવાળા પ્રગટે નસે નસે,
સતી સાધવી સુંદરી શું સાધુની દારા થશે.
મીન ગળે છે બગને આતો ગજદંત અજા ઉઠાવે.
વિષધરને શીર દાદુર બોલે મુગતા કાગ ચુનાવે મીન.
ક્યાં તે જુવંતી ને ક્યાં જોગી જુંગલ કદી નહિ આવે,
તેલ ફુલેલ ત્રીયા અંગ સોહે ચંદ્રરૂપ જોતાં ચિત મોહે.
ભંગ રંગ અડબંગી આતો અબધુત ખાખ રમાવે. મીન.

મહેલ ઝરૂખે રહેનારી તેને કેમ મઢમાં ફાવે
ભોજન વિધ વિધ જમનારી સાહેલી સંગે રોજ રમનારી જે
અનંગ રંગ મન ગમનારી તેને કેમ ટુકડા ભાવે  મીન.

૪૭

અરે દુઃખમાં ડુબે છે નાર, મળે મુરખ જેને ભરથાર,
અહો નીસ ખટરસ, જે જમનાર;
કહો પીરસાએ તેને કેમ ચાર,
કરે કોમળ તેનો કેમ અહાર;
મરે ઝુર ઝુર થઇ લાચાર.
અનાથ અબળા, અબુધ પતિ, પાલવ બંધાણી જેહ;
ઢંગ વિનાના ઢોરની સંગે, રંગ રમે શું તેહ;
છુટી પડીઓ તેનો અવતાર મળે મુરખ જેને ભરથાર.
કોમળ કુસમ કળીને, ચાંપે ધગધગતા અંગાર.
સહન કરે કેમ સુંવાળી તે, કોહાડાના માર;
રસીલી રસ બસમાં રમનાર, મળે મુર્ખ જેને ભરથાર.

લક્ષ્મિ— ૪૮

રહેમ કરો રામ કષ્ટ આપો શું આમ.
શું આ સાધુડા સંગ થાશે મારા લગન.
શા છે એમાં ઢંગ એથી રમીયે શું રંગ.
બેશી જમીયે શું સંગ એ નો જક્ષ જેવો બંગ.
ગોઠ કરીયે શું ઠરીયે શું પહોળી પલંગ.  રહેમ.
દેખીતો બિહામણો ને બાહુક જેવો વેસ છે.
વડ સુળીસમ ઝટા જેની રાખે રોળ્યા કેશ છે
સુઘડ સુગંધીમય વપુ મમ નાજુક કદળી સમ.
તેની શું એ ભેટ લેશે જંગલકેરો જમ.
રાખોડીમાં રમનાર ટુક માગી ખાનાર.
તે શું મારો ભરથાર કેમ પામું આરામ.
હૈયે ન હામ દુઃખી દીનને જામ હવે નિંદ્રા હરામ.
કેમ પામું વિરામ  રહેમ

૪૯

**વિક્રમ**—અધીક નથી કાંઇ તુજ કરતા એ રાંક સુતા મારી.
પણ મુખ વચન વદી બંધાયો, ભુલ થઇ ભારી;

લક્ષ્મિ—પરમપિતા દુઃખ દીલ નવ ધરશો, બની ગઇ બનનાર.
પણ તેની કાંઇ સોધવી જોઇએ, બચાવની બારી;
વિક્રમ—વચન વદે જે વિચાર વિણ, છે તે સૌની ખ્વારી.
મુર્ખ બની મુજ સમ મુઝાશે, ખેદ થકી ભારી;
લક્ષ્મિ—વચન વદી નવ પાળે તે જનને, છે ધિક્કારી.
પળે વચનને પણ રાખે, તેની છે બલીહારી;
વિક્રમ—સત્ય વાત છે સુતા તમારી. પણ સો કરવો ઘાટ.
લક્ષ્મિ—રાંક બાળકને રજા મળે તો, મચાવું સુંદીર ઠાઠ;
વચન પળેને વટ નવ જાએ, તેવો બાંધુ તાર.
હરી કૃપાથી હત્યારાને, પહોચાડું ભવપાર;

લક્ષ્મિ— ૫૦

જાવું જોગી છળવા ક્ષિયળ સાચવું મારૂ તોર અંગોટાનો તાણું
કરૂ મુખ તેનું કાળુરે. પીતાજીનો કોલ પળવા. જાવું
ધરી સ્વાંગ ધાવું ત્યાંપળમાં બનાવું જઇ ગુલતાન.
શર્કરા વાણી સ્વાદ ચખાડી, કરાવું વિષનું પાન. જાવું
થાઉ અલબેલી અન્તરવાળી, કાળી નાગણ કાજ.
કપટ જાળ જુક્તિથી નાંખી, ફસાવું શકરો બાજ. જાવું

સખીઓ— ૫૧

જાવો જાનો સાહેલી સાહેલીમોરી ઘુંમ ઘુંમ જાઓ.
લચક મચક કટી લચાવ, ઠુમક ઠુમક ધરતી પાવ
જઇ જોગીડાનું મન ડગાવ, કળા અનંત કરી તે સંત
ચીતની ખંતનો આણુ અંત જાવો.
કનક લતાની વેલડી, ફુલસમ કોમળ કાય.
ચન્દ્ર મુખ જોઇ ચેળકતું ભલા ભલા ભરમાય. જાવો.

નશુટો— ૫૨

હાય થસે શું મારૂ ગુરૂજી, માતપીતાના વીયોગે ઝુરૂજી હાય.
અનાથ એકલવાયો પડયો હું ઓથ હવે ચિન્ત કોની ધરૂજી હાય
નીજ તન જાણી રક્ષણ કરજો, નીત નીત તમ પગ ચંપી કરૂજી હાય

રમણ— ૫૩

ધાતીલાં કાતીલા માતીલા સુંદોનું કદીજ નથી કલ્યાણ
કામી હરામીની ખામી ભરેલાને તે ખચ્ચિત છે દુઃખખાણ ધાતીલા

.ણુો ભક્ષ મીન ગળે માસ ગુપ્ત કાંટે રહી અંજાણુ
કંઠમાં જાયકે કષ્ટ પામી પછી પામર ખોય છે પ્રાણુ ધાતીલા
સામર ફળને સુકસેવે ચિત ધારીને આનંદ લ્હાણુ
આહાર કરે તવ ઉડતી પુમને પેખીને પામેછે હાણુ ધાતીલા
દોસ્ત મારાએ આં દુષ્ટની દોસ્તીજ કરી જાણુી મીષ્ટ ક્ષીર
સુવર્ણ જાણુીને સંગ કર્યો પણ કોડીનું છે એ કથીર ધાતીલા

લક્ષ્મિ— ૫૪

હે અતર સુગંધી ફુલેલ, લીયો લ્હેરી લાલા સોખીલા કોઇ છેલ. હે.
હે, અતર સુગંધી ફુલેલ. લીયો લ્હેરી લાલા સોખીલા કોઇ છેલ.
હું છબીલી અતરવાળી, તેહ મધુરાં કોઇ લ્હો વિહારી,
હીના કચાલી ચંબેલ. હે.

કુસુમ સુગંધી કેવડો, ગુલાબને ગજવેલ.
મધુર સેંટ મધ મધ કરે, ધરે રંગની રેલ.
અગર સુંઘે જન સેંકડો, ને હજારો તપખીર.
કલગી ગ્રાહક ક્રોડ છે, અતર કોક અમીર. લીયો

લંપટનાથ— ૫૫

નયેન મીલાવી લે ઓ છબીલી નયેન મીલાવી લે
ચટપટી ચિન્તમાં લાગી, ચતુરા ચુંબન કરવા દે.
મોતન માલા જરીયન સાડી, જે જોઇએ તે લે. રસીલી.
લગની લલના લાગી રહી, તુજ ચહેરો જોવા દે.
નાજુક વેલી કોમળ ખીલેલી કળી ચુંટવા દે. છબીલી કળી.
મદન અગન અંતરમાં લાગી. જલદી બુઝાવી દે. છબીલી,
આલીંધન આપી અલબેલી, ભેટ પ્રેમની લે. છબીલી ભેટ.
અધરામૃત રસ પાન કરાવી મધુર વચન મુખ કહે.

લક્ષ્મિ— ૫૬

પરનારીની પ્રીત કરો ચળાવી ચિન્ત નહિં યોગીની રીત પ્યારા આ
નહિં નહિં યોગીની રીત પ્યારા આ, હાંરે મને મુકો જવા દો માહારાંજ
મારી લુટો ન રસીયાજી લાજરે નહીં

લંપટનાથ—

વ્હાલીવાણુી મધુર તારી, લાગે હે પ્યારી પ્યારી અધર અમ્રીત તોરા પા.
પ્યારી મુજે અધુર અમ્રીત તોરાપા હાંરે કરી લેને સાધુકી સેવા

પ્રેમે પાવો પ્રિતીકા મેવા.

**લક્ષ્મિ**—શરમાવો શું સાયમા, સમજુ થઇ સુજાણુ.
લલચાવો લાવણ્યમાં મારીને મોહબાણુ.

**લંપટનાથ**—છોડો છોડો છબીલી ગુમાન, દીયો જોગીકું જોબનકા દાન
કહાંમાનો હુમારા દીલજાન, પ્યારી હોગા તુમારા કલ્યાન પર.

**લક્ષ્મિ**— ૫૭

કોઇ નાદાનને જાવો સમજાવો જઇને કોઇ
નજર તમારી મેં તો પીછાની. પણ સવાર્થ નહિ સરસે લો જાણી
જેમ પથ્થરપર સંચીયે પાણી. હું શું શાણી ફંદે ન ફસું થઈ વસને કોઇ
**લંપટનાથ**—અરે દીલદાર હૈયાહાર એેસી બાત નકીજે
**લક્ષ્મિ**—આઘા રહો અડશોમાં અમે તો આબરૂથી બ્હીજે
**લંપટનાથ**—રસીલી જાન જોબનદાન એે જોગીકું દીજે
**લક્ષ્મિ**—જાઓ જાઓ જે રહો છેટા ન એેવી વાત કીજે
**લંપટનાથ**—પીયાલા પ્રેમકા રસીલી પાઇનેજ પીજે
**લક્ષ્મિ**—તમે તો રાજ જોગી માટે અમથી અળગા રીજે
**લંપટનાથ**—લગ્યા હય જખમ પ્યારી બ્હો તેરે બીન નાહિં રૂજે
**લક્ષ્મિ**—ન ઠગાવું લલચાવું ઉડાવું તમ જેવા ઠોકર દઇને કોઇ

**લંપટનાથ**— ૫૮

લાલચ મેં લપટાય કે, મીથ્યા ભયો બદનામ.
દુગધામે દોનું ગઇ, નહીં માયા નહીં રામ.
ઉપણોદક અંગે કીયા, કામ સરીતા ગડ.
પાયા આખીર સારએ, જ્યું કૂતેકું લઠ.

**લક્ષ્મિ**— ૫૯

જા જા જા નીચ હઠ દંભમાં દુલનાર કામ કુંડમાં પડનાર
ઝટપટ જા **જા.**
ભેખ ધરી હરી નામના કરે કામ તું હરામના
છટ નીડર નટખટ નફટ ફટફટ ધૂત ધૂત દૂરથા. **જા.**

**શેર**

બદનામ કરે હરી નામને ને માણે કુકર્મી મઝા.
**લંપટનાથ**-મેરે જેંસિ પાય તે, પાખંડીઓ પુરી સજા
**લક્ષ્મિ**— તીલક તાણે વેંતનું, જાણે કશું નહિં જાગમે.
વાતો કરે વૈરાગની ને ભીતર આશા ભોગમે **જા.**

શેર

ચક્ષુ પણ ચિત જ્ઞાન વીણ, ભાળે નહી જુંડી મતી

લંપટનાથ---પીછેસે પસ્તાય ખુબ, પાવે જબ મેરી ગતિ.

લક્ષ્મિ— પળે પાપી કૃત્યમાં તે પામે તેમાં સારશું

લંપટનાથ---- બેઇજ્જત બનકે ચલે, ઓ છોડ અપના દામકું. જા.

## અંક ત્રીજો.

દરબારીઓ વીગેરે— ૬૦

ખુશ રહો ખાને આબાદાન ગમ હરદમ દૂર કરો પરવર.

બને રહો ધરી ધરી તનમનફજલ દો ખુબ ખુદા સનસન—ખુશ

તાજ સરપર તોરે દમકે ગુલ ખીલેપર તોરે ચમકે ખુશ

કંચનીઓ

નાચો સખી છુમ છનનન છુમ છનનન છુમ છનનન

છુમ છનનન છુમ છનનન છોમ

તત્ત થેઇ તત્તા તત્ત થેઇ તત્તા થેઇ તત્તા ખુશ

ત-ત થેઇ ત-તા ત-ત થેઇ ત-તા ત-ત થેઇ ત-તા

દરબારી વીગેરે—

તક થૈયા તક ધટ થૈયા તક નટ થૈયા તક

ધરકટ તરકટ થોંમ ધરકટ તરકત થોંમ સાની ધપ ધની

રેસા રેસા નીધ પમ ગરે ગમ ધપ ધપ મગ સારે ગસા ખુશ

કંચનીઓ— ૬૧

મોરે પ્યારે પઠાન નયેના લગા એ બતાય દીની સાન મોરે

મારી નઝરીયાં પ્રેમકીરે ફેંક ચલાયા તીર

પતલી કમર લચકા ગઇ મોરા દીયા કલેજા ચીર

મોરા જીયા પીયા તું જલાયગો જલાયગો જલાયગો નાદાન નયેના

બારા બરસકી કામાનીરે જળ ભરનેકું જાય

પ્રીતમજીકી લગી નજરીયાં ઘુંઘટ ખુલ ખુલ જાય

કોઇ દેખેગા ઇજ્જત ગુમાયગો ગુમાયગો ગુમાયગો દીલજાન નયેના

પવિત્રસિંહ— ૬૨

કદી પશ્ચીમે સુર ઉદય જે દીવસ થાસે.

તે દીને સિંહ સુત, માન મુકી ખડ ખાસે.

પવન કદી જકડાય, કોણથી જકડી રાસે.
મહાસાગરના નીર, મુકી મર્યાદા જાસે.
નીજ તનને જો માત, કદી પયમાં વિષ પાસે.
સંત ચિન્તની માંહ્ય, દયાનો નવ રહેવાસે,
કાષ્ટ ટેક તજી કદ, જળ મધ્યે વાસો કરે,
તે દીને પવિત્રસિંહ, સલામ એ સહને ભરે.

પવિત્રસિંહ— ૬૩

આવે સમએરે જામીન, મિત્ર વિના કોણ થાયરે,
વાહાલા વિના કોણ થાયરે. આવે.
સલામ મિત્ર સો મળેરે, તાળી મિત્ર અનેક.
ભીડ ભંજન કોઇ વીરલા, હોય સો લાખનમાં એકરે મીત્ર.
મુખ મીઠા કપટી હૃદયના, લેખું લાખ કરોડ
સંકટમાં શીશ અરપે એવા જગમાં ન મળે જોડરે. મીત્ર.

રસાણુ— ૬૪

હુઝુર હુકમ મુજબ હાજીર હું જામીનગાર લીયો બસ હમકુ. હ૦
મુદત પે નહીં હાજીર હોવે, શૂળી ચડાવો મુજે ઓદીનકુ. હજુર
જો કુછ હો ફરમાન તુમારા, હું મય કબુલ મુસ્કેલ સીતમકુ હજુર

લક્ષ્મિ— ૬૫

દક્ષણાક્ષિ ફરકે અતિ, અવસુકન નીસાન,
રખે વિધ્ન મમ નાથને, હોય અરે ભગવાન,

સખીઓ—સહીયર શાંન્તીમય રહો ચિંતા કરી ચિત દુર.
વિધ્ન તમારા નાથના હરી કરશે ચકચૂર.

લક્ષ્મિ— ૬૬

સખી સ્વામી વીના ન સુખ થાએ.
મારા પ્યારા વીના પ્રાણ કદી જાએ.
મન માન્યા વિના મન અકળાએ. સખી.
જેવી શશી વિના રેન, તેવી મને જાણો બેન,
જેમ મીંન વિના જળ, તેમ નવ પડે કળ

સખીઓ—આશાના અંકુર કિષ્નજી તરા કરશે જળ સંચિત.
લક્ષ્મિ— બેન કયાંથી એવું હોય નશીબ,
સખીઓ—હાહા છે ખચિત, હાહા છે ખચિત.
ઘર હામ થા વિરામ મનકામ પુરો રામ

— હા, આઆઆઆઆઆ, આ, આઆઆઆઆમીન સભી.

રમણ— ૬૭

જાવું છું રહેવા જેલમાં કાજ મિત્રને મારા.
ઉગારજો અવિનાશજી તે દોસ્તને પ્યારા. જા.
કરવી દોસ્તી સેહેલ છે, નીભાવવી મુશ્કેલ;
કવચીત છે કોઇ કષ્ટમાં જીવ અર્પણ કરનારા. જા.
દોસ્ત છે સૌ દ્રવ્યના કોઇ વસ્ત્ર હરનારા;
વળી કોઇ છે માષ્ટાનના કોઇ ભગનીદારાના. જા.
કપટી કુત્તા ક્રોડ છે નિષ્કપટી ક્રોડે કોક;
આફતમાં અળગો રહે છે જીવીત તેનું ફોક. જા.

પવિત્રસિંહ— ૬૮

આહા ગજાવું ગજાવું જગમાંહી જશને
કાર કરૂ જઇ વાર કરૂં નહિ વાળું ડંશને
અહંકારી ને મારી કરૂં યમ વશને આહા.
જો કદાપી શુળી મુને થાય, જગતમાં હાંસી થાય
ક્ષત્રી તણો વટ જાય, એ તે શું ખમાય,
હે હરી શૂર ધરી ચુર કરી દે અરી જાવું છું ધીર કરી
સજા કરે તો તેજ વખતે ધારૂ વીર રસને,
તોર તજાવું ન જાવું પછી થાવું પ્રસને આહા.

રમણ— ૬૯

અવસર આવ્યો રૂડો આજ રૂડો આજ રૂડો આજરે.
વિશ્વપતિ લેજો શરણે ગરીબનીવાજરે અવસર.
ધન ધન્ય ભાગ્યશાળી આજ ગણોરે,
મરવું છે વ્હાલા મિત્ર કાજ મિત્ર કાજ મિત્ર કાજરે, વી. લેજો.
કીરતી અમર થાશે, વ્હાલો ઉગરશેરે.
અદકો આનંદ મનમાંજ મનમાંજ મનમાંજરે. વી. લેજો.
વિનતી સ્વીકારી વિભૂ વેહેલેરા આવજોરે.
અંત સમયે લેવા કાજ લેવા કાજ લેવા કાજરે. વી. લેજો.

સર્વે દરબાર— ૭૦

આલમ સરદાર કાયમ કિરતાર દાતાર હાં........
તોરા પ્યાર ખુશકાર ભવતાર હમ તોરી પરવારી
સરદારી બલીહારી, આલમ.

જે આલમસેં તારી થીર મુકે દરબારી વારી વારી.
કુંજન સુક દાખો એ આહકું અમર રાખોઃ
બંદગી તોરી હાં... ...કરત કર જોર સબ નરનાર. આલમ

પવિત્રસિંહ— ૭૧

વંદી વંદી મારી, મારા મિત્ર તવ કને,
તુંને મેં ધિક્કાર્યો પણ ઠીક ઠીક બહુ છે મને.
અવગુણો અતી મારા પણ તેને તેં ગુણ ગણી,
કીધી રક્ષા મારી. વિપત્તિ વેઠી ઘણી ઘણી.

પવિત્રસિંહ— ૭૨

પ્યારી મારાથી તું તો નીવડી સવાઇ
તારી ચતુરાઇ આપે નવાઇ. પ્યારી.
જગતને ઠગનારી જે આ વિભિચારી નારી.
છેતરાઇ છીન્નમેને, તુંજથી છળાઇ. પ્યારી.
ટેક મુજ તારણી તેં વધાર્યો આ વિશ્વમાંહી,
ઇનસાફ આપી કરી આનંદ વધાઇ. પ્યારી,
યોગી ને ઐકકલ ભંગ, કીધો ધારી નવો ઢંગ,
તજી તપ તણો રંગ. ગયો તે ફસાઇ, પ્યારી.
નાંખી પ્રેમ જેલ માંહી, કીધી ઠેકથી ઠગાઇ,
ભમાવી કીધી ભવાઇ, મોંઢે ચોળી સાહી પ્યારી.

સર્વે દરબાર— ૭૩

ખુશ રહો જોડી તુમારી તુમારી તુમારી. જોડી.
ચમન ચમન દો પરવર તુમકો મ્હેર હો સુક ખુદા.
ગુલખીલ હરદમ કટાય ગમ સબ કાયમ કીરતી સદા.
ચમન ચમન ચમન સદા જોડી.
મુરાદ હાંસીલ ખાનપાન. ગુલતાન શાન કાબીલ.
દુહાઇ સબ દરબારીયો દે ફતેહ ફતેહ કારી. ખુશ

